પાન, પથ્થર, પ્રાણી, સર્વ વિદ્યા, સર્વ કલા, સમસ્ત જગત, પર-બ્રહ્મના જુદા જુદા આવિર્ભાવ જ લાગ્યા છે, તેઓએ સર્વત્ર બ્રહ્મ જ જોયું છે. "સર્વ કળા બ્રહ્મ છે; વિજ્ઞાન શાસ્ત્ર બ્રહ્મ છે; સર્વ યશ, સર્વ સૌંદર્ય, સર્વ ઐશ્વર્ય બ્રહ્મ છે."

અગમ્યગુરૂ આવી સમાધિના ભોક્તા હતા. તેમની સમાધિ અનેક રૂપે ભાસતી. આ જગતનું કંઈક ભાન ક્વચિત્ તેમને રહેતું. ક્વચિત્ તે સઘળું ભાન ભૂલી જતા અને પરબ્રહ્મમાં લીન થઇ જતા. કેટલીક વખત માત્ર ભાવ સમાધિ જ તેમને પ્રાપ્ત થતી. કોઇ વખત અમુક લાગણી કે ઉર્મિ રૂપે જ તે પ્રકટ થતી. ક્વચિત્ તે દેવતાઓ જોડે વાર્તાલાપ કરતા જણાતા. તેમની સમાધિ-ભાવ જોઇને શિષ્યો ચકિત થતા.

અગમ્યગુરૂની સમાધિ જોઇને હૃષીકેશચંદ્ર પણ ઘણું આશ્ચર્ય પામતો. તેણે એકવાર એ સમાધિનો અનુભવ સહેજસાજ ચાખ્યો હતો. તેનો આનંદ તેને અલૌકિક લાગ્યો હતો. હવે તેના મનમાં વારંવાર થઈ આવતું કે એવી સ્થિતિને પ્રાપ્ત કરવી એજ જીવનનું ખરૂં કર્તવ્ય છે. તેની તીવ્ર ઇચ્છા હતી કે તેણે સમાધિનો આનંદ મેળવવો જ જોઇએ. ખરેખર જેણે એકવાર એ સમાધિના નિરતિશય આનંદમાં ડુબકી મારી છે તેને તેમાંથી બહાર નીકળવાનું મન થતું જ નથી.

આત્માનું શ્રવણ, મનન, નિદિધ્યાસન અને દર્શન એજ પરમ કર્તવ્ય છે. આત્મામય બની જવું એજ પરાગતિ છે. સ્વાનુભવ-આત્માનુભવ-આત્મદર્શન એજ મહાફલપ્રાપ્તિ છે. સ્વાનુભવ વગર માત્ર શ્રવણ નકામું છે. સ્વાનુભવ એજ બ્રહ્માનંદના અસ્તિત્વની ખાત્રી છે. અગમ્યગુરૂની માફક તેણે સમાધિસ્થ થવું જોઇએ. જે જે આધ્યાત્મિક અનુભવો અગમ્યગુરૂએ પ્રાપ્ત કર્યા છે તે સર્વ તેણે પ્રાપ્ત કરવા જોઇએ. તેણે નિર્વિકલ્પ સમાધિનો આનંદ પુરેપુરો ચાખવો જ જોઇએ. આવા આવા વિચારોથી હૃષીકેશચંદ્રનું હૃદય હવે ઓતપ્રોત થઈ રહ્યું.

અગમ્યગુરૂ પાસે હવે હૃષીકેશચંદ્રને છેલ્લામાં છેલ્લું જે માગવાનું હતું તે આ જ હતું. નિર્વિકલ્પ સમાધિ પ્રાપ્ત કરવી એ કંઇ સહેલી વાત નહોતી. અનેક કષ્ટમય તપને તાપી અનેક શ્રમ વેઠીને અગમ્યગુરૂએ તે પ્રાપ્ત કરી હતી. પોતાના ગુરૂ પાસે જાણે કે કંઈ